ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
૩૩૭૨
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# પીર મોટામીયાં સાહેબના જાણવા જોગ વિચારો.

## હીંદુ-મુસલિમ સવાલો માટે તેમણે આપેલો અભિપ્રાય.



### મુંબાઇ સમાચારના પ્રતિનિધિએ તેમની લીધેલી મુલાકાત.

માંગરોલની ગાદીવાળા ના૦ મહાત્મા મઉલાના પીર મોટામીયાં સાહેબ છેલ્લા મુંબઈ પધારયા તે તકનો લાભ લઇ મુંબઇ સમાચારના પ્રતીનીધીએ તેમની મુલાકાત લીધી હતી. વાતચીત દરમ્યાન તેમને પુછેલા કેટલાક સવાલો વીશે ના૦ પીર સાહેબે નીચે પ્રમાણે અભીપ્રાય દરશાવ્યા હતા.

સવાલ—હીંદુ મુસ્લીમ એકસંપી વીશે આપનો શું અભીપ્રાય છે ?

જવાબ—દેશના ભલા માટે હીંદુ મુસ્લીમ એકસંપી એ એક ઘણીજ ઉપયોગી વસ્તુ છે. તેના વગર દેશ કદી પણ આગળ વધી શકે નહીં. જ્યાં સંપ ન હોય ત્યાં કાંઇ પણ કામ થઇ શકતું નથી. કેટલાક લોકોએ જોસમાં આવી જઇ એવાં તો ભાષણો કરવા માંડયાં કે જેથી લોકો ભડકી ગયા અને થએલી હીંદુ મુસ્લીમ એકસંપી તુટી ગઇ પણ એ ભાઇઓએ સમજવું જોઇએ કે એમાં બીજું તો

કાંઇ થવાનું નથી પણ દેશ આગળ વધવાને બદલે પાછો હઠશે. કદાચ કેટલાક મુસલમાનો એમ ચાહે કે હીંદુઓને અહીંથી નસાડી મુકવા છે તો તે બનવાજોગ નથી કારણકે હીંદુઓની અહીં ત્રેવીસ કરોડ જેટલી વસ્તી છે. વળી કેટલાક જોશીલા હીંદુ ભાઇઓ એમ ધારે કે મુસલમાનોને અહીંથી કહાડી મુકવા છે તો તે પણ બનવા જોગ નથી કારણકે મુસલમાનોની વસ્તી અહીં નવ કરોડની છે. જ્યાં કરોડોની વસ્તીનો સવાલ હોય ત્યાં આવું બની શકતુંજ નથી. હાંકી મુકવાનો સવાલ બન્નેનાં મગજમાં ઘુમતા રહેતે હોય તે તેથી વખતો વખત રમખાણો થયા કરે અને વારંવાર ફીસાદ જાગ્યા કરવાથી કાંઇ પણ કામ દેશની ઉન્નતિનું થઇ શકે નહીં. ફીસાદ જગાડવો સહેલો છે અને તે કામ તો ગમે તેવો બુરો માણસ પણ સહેલાઇથી કરી શકે છે પણ શાંતી જાળવી રાખવી એ એક મહાન કામ છે અને તે સમજુ, ડાહ્યા શાંત અને જ્ઞાની માણસોજ કરી શકે છે. જો દેશમાં હમેશાં નકામો ફીસાદ જાગ્યા કરે તો બીજા લોકો તેને માટે હલકો ખ્યાલ બાંધ્યા વીના રહે નહી અને બીજાઓ ઉપર જે વજન પડવું અગર પડવાનું હોય તે પણ ન પડે. માટે જે લોકો દેશનું કલ્યાણ કરવા માગતા હોય તેમણે તો એકસંપી માટે બનતી કોશીશ કરવામાં ચુકવું નહી જોઇએ. ખાનગી ઝગડાને કોમી લડાઇનું રૂપ આપવાથી નુકસાનજ થાય છે માટે દેશના ભલા માટે હીંદુ મુસલીમ એકસંપીની તો ખાસ જરૂર છે. દરેક માણસ બીજાઓને કોઇ પણ જાતની નકામી ફરીયાદનું કારણ નહી આપતાં પોતાના ક્ષેત્રમાં શાંતી જાળવવાની કોશીશ કરે તો પણ એકસંપી જાળવાઇ શકે છે. સમજવું જોઇએ કે જ્યાં લડવાનો સ્વભાવ એક વખત થઇ જાય છે તો પછી હીંદુ મુસલમાનો લડે છે

એટલુંજ નહી પણ હીંદુઓ પોતપોતામાં લડવા લાગે છે અને બરબાદ થાય છે. લડાઇ એ તો એક ઝેર છે અને તેનો ચેપ ગમે ત્યાં લાગે છે, એટલે પોતાના કુટુંબો પણ છેવટે એ દુરગુણને લીધે નાશ પામે છે. કુસંપથી આ પરીણામ આવે છે તેથી એકસંપીની ખાસ જરૂર છે હીંદુ અને મુસલમાનો આ દેશના ભુમીપુત્ર હોવાથી બંનેનો સરખો હક છે માટે બનેએ દેશનું ભલું ચાહી એકસંપી જાળવી રાખવા કોશીશ કરવાની છે.

સવાલ—ગઉપાલન માટે આપનો શું અભીપ્રાય છે?

જવાબ—સઉ કરતાં આ સવાલને હું વધારે બારીક અને જરૂરનો સમજું છે, અને એ વીશે મારો અભીપ્રાય લોકોથી અજાણ્યો નથી. હું તો એજ માગું છું કે હીંદુસ્તાનમાં ઘેર ઘેર ગાય બંધાઇ જાય હીંદુભાઇઓ જોઇ શક્યા હશે કે હીંદુ મુસ્લીમ એકતાના જમાનામાં ગાયો માટે કેવો સારો ખ્યાલ દેશમાં પેદા થઇ ગયો હતો. તે વખતે કોઇકજ ઠેકાણે જુજ જુજ ગાયો કપાઇ હશે પણ જ્યારથી હીંદુ મુસલમાનોમાં ફીસાદ જાગ્યો છે ત્યારથી ગાયો માટેની લાગણી કોમી દ્વેષને લીધે ઘણીજ ઓછી થઇ ગઇ છે એટલે હીંદુ મુસ્લીમ ફીસાદ એ ગાયોની બરબાદીનું મુખ્ય કારણ થઇ પડે છે. ગાયોની લાગણી માટે એક બીજાની લાગણીની ખાસ જરૂર છે. ગાયોના બચાવ માટે હું લગભગ આખા દેશમાં ફરયો છું અને મારાથી બનતું મેં કરયું છે અને હજુ કરે જઇશ આને માટે હું કોઇથી કાંઇ બદલો માગતો નથી પણ એટલુંજ માગું છું કે હીંદુ મુસલમાન ભાઇઓ લડવાનું મુકી દે. લડાઇ મટશે તોજ ગાયોનું પાલન વધારે પ્રમાણમાં થશે અને દેશને ફાયદો થશે. હીંદુસ્તાન એ એક ખેતીવાડીનો દેશ છે.

ખેતીને માટે મુખ્ય વસ્તુ બળદ છે. જેમ બળદ વધારે તેમ ખેતી વધારે આબાદ. ઘેર ઘેર ગાય હોય તો કરોડો બળદ સહેલાઇથી પેદા થઇ શકે અને દેશ થોડા વખતમાં જોઇએ તેવી આબાદીમાં આવી જાય, માટે મારો તો એજ અભીપ્રાય છે કે ઘેર ઘેર ગાય થવી જોઇએ અને કોમ કોમ વચ્ચે ભાઇચારો વધવો જોઇએ. હાલ જે હાડમારી થઇ રહી છે તે માંહોમાંહેના કલેશને લીધેજ થઇ રહી છે. એ મટશે ત્યારેજ ગાયો વિશે ખ્યાલ કરવાનો લોકોને વખત મળશે. પણ જો જાણીજોઇને લડવુંજ હોય તો પછી આ સવાલનો ઉકેલ આવવો મુશ્કેલ છે. કુસંપ અને ઝેરવેરથી કદી ફાયદો થયો નથી. આ જગતમાં કઇ ફીરસ્તા વસતા નથી પણ માનવી લોકો વસે છે. અને માનવી ભુલ પણ કરે છે. ભુલો દરેકની થયા કરે છે માટે જો તે ભુલો પકડી રહી ઝેરવેર ચાલુજ રાખીશુ તો દેશના કલ્યાણની આશા થોડીજ રહેશે.

સવાલ–તબલીગ અને શુધ્ધી વીશે આપ શું કહો છો?

જવાબ–ઇસ્લામમાં તબલીગનો અરથ એવો થાય છે કે કોઇ પણ ઇસ્લામીએ બીજા ધરમવાળાઓને શાંતીથી ઇસ્લામની વાતો સમજાવી ઇસ્લામમાં જો તેઓ પોતાની રાજીખુશીથી આવવા માગે તો લેવા. આમાં કોઇ પણ પ્રકારની જબરજસ્તી કે બળજોરીથી કામ લઇ શકાય નહી કારણ કે દીનમાં જબરજસ્તી થઇ શકે નહી. આવી તબલીગ એ ઇસ્લામનું એક ધારમિક તત્વ છે અને તે સાડી તેરસો વરસથી ઇસ્લામમાં ચાલુ છે. આ કાંઇ હાલમાં નવી પડી ત્હાડેલી બાબત નથી. ગમે તેવી હલકી કોમનો માણસ હોય તેને પોતાનાજ જેવો સમજી તેને તમામ મુસલમાનોની બરાબર ઉંચો આણવો

અને તેને ઇસ્લામી સમાજના તમામ હક આપવા એ તબ્લીગનો ખાસ હેતુ હોય છે. એક ઢેડ કે ચમાર જો ઇસ્લામમાં આવે છે તો તે દુનીયાના બેતાલીસ કરોડ મુસલમાનોનો પાંચ મીનીટમાં ભાઇ થઇ જાય છે. તે ગમે તેવા ઉંચા મુસલમાન સાથે એકજ થાળીમાં જમી શકે છે, એકજ પીવાલામાં તેની સાથે પાણી પી શકે છે, એકજ હારમાં મસ્જીદમાં લગોલગ બલ્કે તેની આગળ ઉભો રહી ખુદાની બંદગી કરી શકે છે અને ગમે તેવી ઉંચી કુળવાન ઇસ્લામી સ્ત્રી સાથે લગ્ન કરી શકે છે. ઇસ્લામમાં આવવાથી તેને એક ઉંચામાં ઉંચા કુળવાન ઇસ્લામી જેવા તમામ હક પાંચ મીનીટમાં મળી જાય છે એટલે તેને ઇસ્લામ બીજા તમામ મુસલમાનો જેવોજ તમામ બાબતમાં ઉંચો ગણે છે. પાંચ મીનીટ પહેલાં જે માણસ ઢેડ કે ચમાર ગણાતો હતો તે ઇસ્લામમાં આવવાથી એક કુળવાન ઉંચા ખાનદાની મુસલમાન જેવો થઇને પાંચ મીનીટમાં ઉભો રહે છે. એટલે ઇસ્લામ તમામ ધર્માભીમાન, જાત્યાભીમાન, કુળાભીમાન વગેરે તેને માટે જતાં કરી તેને પોતાના જેવા સરખા દરજ્જે લાવી મુકે છે. ઇસ્લામ તેને માટે આટલી બધી કુરબની અને ભોગ આપે છે અને તેનો મરતબો સમાજમાં પોતાના જેવોજ વધારે છે. જ્યાં ઉઘાડી રીતે આવા ભોગ અપાતા હોય ત્યાં ઇસ્લામ મનુષ્યને દરેક રીતે ફાયદો પહોંચાડવા માગે છે એમ સ્વાભાવીક રીતે કહી શકાય. આવા ભોગો ઇસ્લામ સાડી તેરસો વરસથી આપી રહ્યો છે એટલે એ પોતાની સંખ્યા વધારવામાં પણ ફતેહમંદ થાય એ બનવા જોગ છે. આ એક ઉત્તમ અને ભારે ભોગો આપવાનો સવાલ છે. આવા ભોગો આપીને કોઇ પણ ધર્મ પોતાની

સંખ્યા વધારવા માંગે તો એમાં બીજા ધર્મવાળાઓને વાંધો હોઇ શકે નહીં. આર્યસમાજ પણ આવા ભોગો આપીને પોતાની સંખ્યા વધારવા ખાહેશ રાખે તો એમાં બીજાઓને બોલવાનું કારણ નથી. ઇસ્લામ આવા અનુપમ ભોગો આપીને બીજાઓને ફાયદો પહોંચાડવા તઇયાર થાય તો તેના ભોગોના પ્રમાણમાં તે પોતાની સંખ્યા પણ વધારી શકે. ઇસ્લામની આ રૂઢી તો સાડી તેરસો વરસથી કાયમ છે. તેણે તે કોઇનું જોઇને કે કોઇના મુકાબલામાં નવી ઉપાડી નથી.

હીંદુ પુરાતન ધર્મ બીજા ધર્મવાળાઓને પોતાનામાં ભેળવવા માગતો નથી, કારણ કે તે પોતાને બીજા ધર્મોથી ચડતો અને આગળ વધેલો માને છે. ચડતા ઉતરતાના સવાલમાં આપણે પડવા માગતા નથી કારણ કે દરેક ધરમવાળાને પોતપોતાનો ધરમ ચડતો માનવાનો હક હોય છે. આથીજ હીંદુ ધરમે પોતાનાં બારણાં બીજાઓ માટે આજ સુધી બંધ રાખ્યાં છે હાલ થોડા વખતથી કેટલાક હીંદુ સુધારકોએ આર્યસમાજ કાયમ કરી છે અને તે સંસારીક સંજોગો જોઇને બીજાઓને પોતાના પંથમાં લેવાની ખાહેશ રાખે છે. આમાં કોઇ જાતનો વાંધો નથી પણ તમામ સનાતની હીંદુ ભાઇઓ આ બાબતને હીંદુ શાસ્ત્રના બહારની અને તદન નવી માને છે અને ઉઘાડી રીતે તેનો વીરોધ કરે છે. જ્યાં સનાતનીઓની મોટી સંખ્યા તેને હીંદુશાસ્ત્ર બહારની માનીને અનુમોદન આપતી ન હોય તો પછી આર્યસમાજ પોતાની સંખ્યા વધારવાની જે કોશીશ કરે છે તેથી તે હાલના હીંદુ સમાજમાં જે અનેક પંથો છે તેમાં પોતાના એક પંથનો વધારો કરે છે એવું ઘણા લોકો માની રહ્યા છે. આર્ય સમાજના આ પગલા માટે મુસલમાનોને તો

કોઇ જાતને વાંધો નથી કારણ કે ઇસ્લામ કોઇનું બુરૂં ચાહતો નથી. તે ભલે પોતાની સંસ્થા માટે કોશીશ કરે અને તેને મજબુત બનાવે પણ તેણે તે બાબત ઇસ્લામનું બુરૂં બોલવાનું નથી પણ ઇસ્લામ જેવા ઉત્તમ ભોગ આપવાના છે. નીખાલસ દીલથી તે ઇસ્લામ જેવા ભોગ આપવા તઇયાર થશે તો તેને બીજાઓનો વાંક કહાડવાનું રહેશે નહીં. એક ઢેડ કે ચમાર ઇસ્લામમાં શુધ્ધ અથવા પાવન થવાથી એક મોટા કુળવાન સૈયદ જેવા તમામ હક પ્રાપ્ત કરી શકે છે અને તે દુનીયાના બેતાલીસ કરોડ મુસલમાનો કબુલ રાખે છે તેજ પ્રમાણે એક ઢેડ કે ચમારને હીંદુ ધરમમાં પાવન કરી આર્યસમાજ એક બ્રાહ્મણ કે વાણીઆ જેવા તમામ હક તેને આપે અને તેને તમામ હીંદુ સમાજ કબુલ રાખે તો એમાં ઇસ્લામને શું વાંધો હોઇ શકે ?

અહીંઆં ઇસ્લામ કે આર્યસમાજનો સવાલ નથી પણ નિખાલસપણે ભારે ભોગ આપી ગરીબ ભાઇઓને તમામ ધામીક તથા સામાજીક હક સંપુર્ણ રીતે આપવાનો તથા તેનો હીદુ સમાજે એક મતે સ્વીકાર કરવાનો સવાલ છે. આર્ય સમાજ જે તેમ કરી શકે તો તેથી રૂડું બીજું કાંઇ નથી. જેમ બીજા ધરમવાળાઓને પોત પોતાની મજબુતીની લાગણી હોય તેમ આર્ય સમાજને પણ હોયજ, એમાં કોઇને વાંધો હોઇ શકે નહીં. પણ તેમ કરવામાં તેણે બીજાઓનું બુરૂં બોલવાની કે તેમને ઉતારી પાડવાની જરૂર નથી. કારણ કે તેથી તો કુસંપ અને કલેશ વધે છે અને મજબુતી થવા કરતાં કમજોરી પેદા થાય છે. ઇસ્લામી ભાઇઓને પણ મારી એજ સલાહ છે કે તેમણે બીજાઓનું બુરૂં બોલવાનું નથી પણ નીખાલસપણે

ઇસ્લામના ફરમાન પ્રમાણે ભોગ આપવાના છે. તબલીગ અને શુધ્ધી એ કોમ કોમ વચ્ચે લડાઇ ઉભી કરવાનાં સાધનો થવા જોઇએ નહીં, પણ તેમને સમાધાનનાં સાધન બનાવવાં જોઇએ. જે તબલીગ અને શુધ્ધીની પધ્ધતીથી કોમ કોમ વચ્ચે ફીસાદ ઉભો થાય અને કુસંપ જાગી રમખાણો પેદા થાય છે તો તેથી તો ફાયદાને બદલે નુકસાન થાય છે અને સ્વરાજ આઘું જાય છે. સ્વરાજને માટે સંપની પહેલી જરૂર છે અને તેજ જો દેશમાં ન હોય તો પછી સ્વરાજ એ એક સ્વપ્નું છે. આ એક હીંદુ અને મુસલમાન બંનેએ વીચારવાનો સવાલ છે. દરેક કોમ ભલે પોતપોતાની મજબુતી માટે કોશીશ કરે પણ તેવી કોશીશ દેશમાં ફીસાદ ઉભો કરનારી તો નજ હેવી જોઇએ.

સવાલ—હીંદુ સંગઠન વીશે આપ શું ધારો છો ?

જવાબ—હીંદુ સમાજમાં જો કાંઇ દોષ પેશી ગયા હોય અથવા કમજોરી આવી ગઇ હોય તો તેને દુર કરવા હીંદુ ભાઇઓ ભેગા મળી કોશીશ કરે અને સમાજનો પાયો એકસંપથી મજબુત કરવા માગે તો એમાં બીજાઓને કાંઇ પણ વાંધો હોઈ શકે નહી ઇસ્લામ સંગઠનની ખુબી સમજે છે અને તેથીજ તેણે ઇસ્લામી સંગઠનનો પાયો મજબુત કરેલો છે. મુસલમાનો દીવસમાં પાંચ વખત ફરજીઆત નમાઝ માટે મસ્જીદોમાં ભેગા થાય છે, દર અઠવાડીએ જુમ્મા મસ્જીદમાં જુમ્માના દીવસે ભેગા થાય છે, બાર મહીનામાં બે ઇદોના દીવસે ઇદગાહ જેવા મોટા પ્રાર્થના સ્થાનમાં નમાઝ માટે ભેગા થાય છે અને દર વરસે હજને પ્રસંગે લાખોની સંખ્યામાં મક્કા શરીફમાં હજ માટે ભેગા થાય છે. આ તેમનું સંગઠનજ છે અને તેનું ધોરણ ધાર્મીક નીયમ ઉપર રચાએલું છે. દીવસમાં પાંચ વખત મસ્જીદમાં

નમાઝ માટે ભેગા થવું એ સંગઠનનું એક ચડતામાં ચડતું ધોરણ છે. આમા ખુદાની બંદગી સાથે સગઠનના તમામ ફાયદા તેઓ દીવસમાં પાંચ વખત મેળવી શકે છે. વળી પાંચ વખતની નમાઝમાં ખુદાની યાદી ઉપરાંત તેમને શારીરીક કસરતના તમામ લાભ પણ મળી શકે છે એટલે મસ્જીદો અખાડા અને કસરત શાળાઓની પણ ગરજ સારે છે. આવી શારીરીક કસરત તેમને નમાઝમાંજ મળી જાય છે એટલે તેમને બીજા વધારાના પઇસા ખરચ કરી નવા અખાડા તથા કસરત શાળાઓ પણ કહાડવાની જરૂર જેવું રહેતું નથી. ઇસ્લામે આ સઉ ફાયદા પોતાના ધાર્મીક ધોરણથીજ આપી દીધા છે. આવા એકસંપીના ફાયદા માટે હીંદુ ભાઇઓ પણ જો સંગઠન કરવા માગતા હોય તો તેમાં મુસલમાનોને તો કાંઇ વાંધો હોઇ શકે નહી. કારણ કે તેઓ હીંદુભાઇઓના આવા ફાયદામાં કાંઇ નારાજ નથી. પણ કેટલાક સુધારાવાળા હીંદુભાઇઓ સંગઠન કાયમ કરવાના ખ્યાલમાં મુસલમાનોને હલકા રૂપમાં ચીતરવા જેવું કરે અને તેમના ધરમનું બુરૂં બોલે તો તેમને ખોટું લાગવાનું કારણ મળે. હીંદુ સુધારકો પોતાના જોશમાં મુસલમાનોનું બુરૂં બોલે તો પછી મુસલમાનો પણ તેમનું બુરૂં બોલવા લાગે. અને એમ કરતાં કરતાં મામલો વધી જાય, અને કોમી ઝેર પેદા થાય. જો શાંતીથી નીખાલસપણે સંગઠનનું કામ કરવામાં આવે તો આવા ઝેર વેરનો પ્રસંગ આવે નહી. આવા સંગઠન માટે ધાર્મીક અને નઇતીક તત્વ હોવું જોઇએ જેથી તે ટકી શકે. પોલીટીકલ તત્વ ઉપર તેનું ધોરણ હમેશને માટે ભાગ્યેજ કાયમ રહી શકે. શુધ્ધ ધાર્મીક નીયમ ઉપર તે સમાજના ફાયદા માટે નીસ્વાર્થપણે કાયમ કરવામાં આવે તો તેની

આવરદા લાંબી થાય અને સમાજને ફાયદો થાય. હીંદુ સુધારકો મુસલમાનોનું બુરૂં બોલે અને મુસલમાનો હીંદુ સુધારકોનું બુરૂં બોલે તો ફીસાદનુંજ પરીણામ આવે. માટે આવું કારણુજ પહેલેથી પેદા થવું ન જોઇએ આનો બરાબર ખ્યાલ રાખવામાં આવે તો જરા પણ નડતર આવે નહી. હીંદુ ભાઇઓ વેદાંતના નીયમ પળે અને મુસલમાન ભાઇઓ ખરા સુફીઓના નીયમથી કામ લે તો કદી ફીસાદ જાગે નહીં કારણકે બન્નેના નીયમો મન ઉપર જોઇતો કાબુ રાખવાની અને બીજાઓની છેડતી નહી કરવાની ખાસ તાકીદ કરે છે. મન ઉપર કાબુ રાખી નીખાલસપણે સારૂં ફાયદાકારક કામ કરવામાં કોને વાંધો હોઇ શકે ? આ ધોરણથી સંગઠન થાય તો દેશને પણ ફાયદો થાય.

હું એક ફકીર માણસ છું અને તમામ ભાઇઓનો દાસ છું, અને ફકીરી હીસાબથીજ આ મારો અભીપ્રાય દરશાવું છું. છતાં પણ તેમાં કાંઇ વધારે પડતું થઇ ગયું હોય તો તમામ ભાઇઓની માફી માગું છું.

ઉપર પ્રમાણે ના૦ પીર સાહેબે મુંબઇ સમાચારના પ્રતીનીધી આગળ વાતચીતમાં પોતાનો અભીપ્રાય જણાવ્યો છે જે ભાઇઓ આગળ રજુ કરવા જેવો જણાયાથી અત્રે આપ્યો છે.

(મુંબઇ સમાચાર તા૦ ૧૦-૧૧-૨૬.)

# શું હીંદુ મુસ્લીમ એકસંપી ન થઇ શકે ?

## પીર મોટામીયાં સાહેબ શું કહે છે.



માંગરોલની ગાદીવાળા ના૦ પીર મોટામીયાં સાહેબ કહે છે કુરાને શરીફમા ફરમાવ્યું છે કે "હે લોકો, અમે તમને એક મરદ અને ઓરતમાંથી પેદા કર્યા છે, અને અમે તમને જુદી જુદી કોમ અને જુદા જુદા ખાનદાનના બનાવ્યા છે કે તમે (ખરી રીતે કોણ છો તેની માહીતી મેળવી) એક બીજાને ઓળખી શકો. ખુદાની આગળ તમારા સઉમાં વધારે માનવંત તેજ છે કે જે વધારે પરહેજગાર-ભક્તીવાળા છે. અને તમારામાં કેટલાક લોકો એવા હોવા જોઇએ જે માણસોને ભલાઇ તરફ બોલાવે અને નેક વાતો કરવા સમજાણું પાડે અને બુરી વાતોથી રોકે. આ લોકોજ નેક બદલો મેળવનાર છે"

"ખુદાએ તને જે આપ્યું છે તે વડે તું આવતી જીંદગીમાં રહેઠાણ મેળવ અને આ દુનીયામાં તું તારો ભાગ [ જે ફકત એક કફન છે તે ] ભુલી જા નહી. અને જેમ ખુદાએ તારૂં ભલું કર્યું છે તેમ તું પણ બીજાનું ભલું કર અને તું દુનીયામાં ફીસાદ કરવા કોશીશ કર નહીં, કેમ કે ખુદા ફીસાદ કરનારાઓને ચાહતો નથી."

"મુશરીકો—ગયર કોમવાળાઓમાંથી જો કોઇ પણ તમારો આસરો માંગે તો તેને આપો કે જેથી તે ખુદાના કલામ—વચનો

સાંભળો. અગર ગેર ઇસલામી કોમો સુલેહ શાંતીનો ખીયાલ રાખે અને (પ્રેમનો) હાથ લંબાવે તો તમે પણ તેમની તરફ હાથ લંબાવો અને ખુદા ઉપર ભરૂસો રાખો "

ઉપલાં કુરાને શરીફના ફરમાનો જોતાં સાફ જણાય છે કે આપણે બધા એકજ સ્ત્રી અને એકજ પુરૂષની ઓલાદ છીએ એટલે બધા બરાબર છીએ પણ જે શખસ વધારે ભકતી કરે છે અને વધારે નેકી ઉપર છે તેનો દરજ્જો ખુદાની નજરમાં ઘણો મોટો છે, એટલે નેકીવાળો માણસજ સઉથી ચઢીઆતો છે, પછી તે ગમે તે કોમ કે ખાનદાનનો હોય.

લોકોને નેકીના રસ્તે લાવવા માટે શીક્ષણની જરૂર પડે છે અને આવું શીક્ષણ ગુરૂ મારફતે મળે છે માટે ગુરૂનો એક વર્ગ પણ લોકોને સારે રસ્તે લાવવા માટે હોવો જોઇએ. જે ખરા ગુરૂઓ છે તે સમાજને ઘણો ફાયદો પહોંચાડી શકે છે અને દુનીયામાં નેકીનો જે વધારે ફેલાવો થાય છે તે તેમનાં ખરાં અને સાચ્ચાં શીક્ષણનું પરીણામ હોય છે. આથીજ નેકીનું શીક્ષણ આપનારાઓને ઉપર પ્રમાણે ખુદા તેમની નેકી માટે જબરો અવેજ આપવા રાજી છે, સારા ગુરૂઓ હોય છે તો લોકોને તેમનું કર્તવ્યનું સારી રીતે ભાન કરાવે છે અને તેમને સારે માર્ગે ચાલવા હંમેશા ઉત્તેજીત કરે છે. આથી લોકો પોતપોતાની ફરજ સારી રીતે બજાવે છે જેથી દુનીયામાં ફીસાદ થવા પામતો નથી. પણ જો ધર્મગુરૂઓજ પોતાની ખરી ફરજ ભુલી જાય છે તો પછી સમાજમાં ફીસાદ જાગે છે અને કજીઆ ઉભા થાય છે. જો ધર્મગુરૂઓ એકસંપી કરાવવાનું કામ પોતાનીજ જોખમદારીનું છે એમ સમજે તો તમામ મામલો શાંતીથી ચાલે એમાં નવાઇ જેવું નથી.

માણસે સમજવું જોઇએ કે આ દુનીયામાં તેને માલીકે જે સારાં સારાં સાધનો આપેલાં છે તેમનો ઉપયોગ લોકો સાથે નેકી કરવામાં વધારે કરવાનો છે કે જેથી આવતી દુનીયામાં તેને સારૂં ઠેકાણું મળે. સઉ ચીજો અહીની અહીંજ પડી રહેવાની છે. મર્યા પછી કોઇ ચીજ તેની સાથે જવાની નથી. ફકત કફનનો એક કટકો તેની સાથે જશે અને તે પણ કબર સુધીજ. માટે માણસે આ વાત હમેશાં સ્મરણમાં રાખી લોકોનું જેમ બને તેમ વધારે ભલું કરવા પ્રયત્ન કરવા ચુકવું ન જોઇએ. જેમ ખુદાએ તેને સારા સાધનો આપી તેનું ભલું કર્યું છે તેમ તેણે પણ બીજાઓનું ભલું કરવા પાછી પાની કરવાની નથી. જેમ જેમ તે લોકોનું વધારે ભલું કરશે તેમ તેમ તેની નેકીમાં હમેશાં વધારો થશે. બધા સાથે ભલાઇ અને નેકી કરવાથી ખુદા રાજી થાય છે અને તેમને કનડવાથી તે નારાજ થાય છે. કારણ કનડવું એ ફીસાદ છે અને ફીસાદ કરનારાથી ખુદા હંમેશા નારાજ રહે છે.

કોઇ પણ કોમના માણસને આપણું વ્યાજબી કામ પડે તો બનતાં સુધી તે કરી આપવા આનાકાની કરવી નહીં [illegible]ને આશ્રય આપવા ચુકવું નહીં. એકસંપી એક બીજાનું કામ કરવાથીજ થાય છે અને વધારે સમાગમમાં આવવાથી દરેકના મનમાં નેકીનો પ્રભાવ વધારે થવા પામે છે. અને તેઓ ખુદાના ફરમાનો સારી રીતે મનમાં ઉતારે છે અને ફાયદો મેળવે છે. જયારે પ્રેમથી તેઓ દોસ્તીનો હાથ લંબાવવા ઇચ્છા રાખે તો આપણે પણ પોતાનો હાથ તેમની તરફ લંબાવવોજ જોઇએ અને તેમની સાથે પ્રેમ વધારવોજ જોઇએ. તેમાંજ સુલેહ શાંતી રહેલી છે. થોડા વખત ઉપર પાનસો આલી-મોએ ફતવો આપ્યો હતો તેમાં પણ એજ હતું કે જે ગેરકોમના

લોકો મુસલમાનો સાથે દુશમનાઇ કરવા ચાહતા ન હોય તેમની સાથે દેશના ભલાને ખાતર મેલાપ રાખવો જોઇએ તથા તેમની સાથે ભલાઇથી વર્તી તેમની ઉપર જેટલો બની શકે તેટલો ઉપકાર કરવો જોઇએ. હીંદુસ્તાનના પાનસો આલીમોનો આ ફતવો ખાસ ધ્યાનમાં ઉતારવા જેવો છે.

કુરાને શરીફમાં ફરમાવ્યું છે કે "ખુદા તમને એવા ગેર–ઇસ્લામીઓ સાથે ભલાઇ અને ઇનસાફ કરવા રોકતો નથી જેમણે તમારી સાથે મઝહબી–ધાર્મીક લડાઇ કીધી ન હોય અને તમને તમારાં ઘરોમાંથી કહાડી મુકયા ન હોય; બેશક ખુદા ઇન્સાફ કરનારાઓને દોસ્ત રાખે છે.' આથી જણાય છે કે જે હીંદુભાઇઓ આપણી સાથે જીહાદ–ધાર્મીક લડાઇ કરવા તથા આપણને આપણા ઘરોમાંથી કહાડી મુકી આપણું પચાવી પડવા માગતા નથી તેમની સાથે ભલાઇ કરવા ઇસલામ કાંઇ મના કરતો નથી. મુસલમાન ભાઇઓ જો આ વાત ધ્યાનમાં રાખે તો તેમને હીંદુભાઇઓ સાથે બુરાઇ કરવાનું કાંઇ કારણ [illegible] નથી.

જેમ મુસલમાન ભાઇઓએ ખ્યાલ રાખવાનો છે તેમ હીંદુભાઇઓએ પણ મુસલમાનોનો ખ્યાલ રાખવાનો છે. તેમણે સમજવું જોઇએ કે એકજ બ્રહ્મમાંથી આખી દુન્યા પેદા થઇ છે એટલે મુસલમાનો પણ એજ બ્રહ્મમાંથી પેદા થયા છે. વળી કોઇપણ પ્રાણીના જીવને દુઃખ દેવું એ હીંદુ શાસ્ત્ર પ્રમાણે સખત ગુનોહ છે. જ્યારે કોઇ પણ પ્રાણીના જીવને તકલીફ આપવાની હીંદુ શાસ્ત્ર પરવાનગી આપતો નથી તો પછી મુસલમાનોના જીવને તકલીફ આપવાની તે પરવાનગી આપેજ નહી. હીંદુ શાસ્ત્ર પ્રમાણે મનુષ્ય-

વતાર બીજા પશુઓના અવતારથી ચડતો મનાય છે, તયારે એક ચકલી કે કબુતર માટે હીંદુભાઇઓ મુસલમાનોને મારી નાખવા ઉભા થાય એ ઉંડો વીચાર કરનારને વધારે પડતુંજ ગણાય. હીંદુ ભાઇઓ જાણે છે કે તેમની નજર આગળ કુતરાં અને બીલાડાં હમેશાં ચકલી કબુતરો અને ખીસકોલીઓ મારે છે છતાં તેવા કુતરાં અને બીલાડાંઓને દયાને ખાતર જતાં કરવામાં આવે છે. કોઇ તેમની સાથે તેમનાં જીવ હીંસાના કામો માટે અદેખાઇ ઇર્ષા કે વેર રાખતું નથી. તેવીજ લાગણી જો મુસલમાનો તરફ રાખવામાં આવે તો હીંદુ ભાઇઓની નેકીમાં કાંઇ ખામી જેવું તો થતું નથી. આમાં મુસલમાનો હીંદુઓની કોઇ મલકાવાળી ચીજને તો કાંઇ નુકશાન પહોંચાડતા નથી, જો ખુદાની માલકીવાળી ચીજને નુકશાન પહોંચાડે છે તો ખુદા તેમને પુછવાને શકતીવાન છે એમ સમજી હીંદુ ભાઇઓએ મોટા મનથી કામ લેવામાં કાંઇ તેઓ ખોટું કરે છે એમ તો મનાવાનું નથી. "જે કરશે તે ભરશે" એ સુત્રથી જો કામ લેવામાં આવે તો મુસલમાનોને પણ તેમનો જરૂર ખ્યાલ આવે અને તેઓ પણ બનતી કોશીશથી હીંદુભાઇઓને રાજી રાખવા તતપર થાય. આપણામાં ઉદારતા હોય તો બીજામાં પણ પેદા થાય. "મનોમન સાક્ષી છે" એ કહેવત જે આપણે હંમેશા બોલીએ છીએ તે શું દ્રષ્ટાંત માટે પુરતી નથી? દરેકે પોતાનું મન સાફ તથા ઉદાર બનાવવાનું છે. મોતી, હીરા, માણેક લાખ, મધ, વીગેરેના ઉપયોગથી લાખો પ્રાણીઓના જીવની દેખીતી હાની હંમેશા થાય છે તોપણ તેનો કોણ ખયાલ રાખે છે? આ એક ઇનસાફ કરવા જેવી બાબત છે. જુતો અને મીલોમાં કરોડો જીવોનો હમેશાં નાશ થાય છે તો તેને

માટે શું પગલાં ભરવામાં આવે છે? આતો મનના કારણુ છે. પોતાના પેટની દીકરીને પઇસા લઇને સો હાથના ખાડામાં ધોળે દહાડે હડસેલી દેવામાં આવે છે ત્યાં ક્યાં ઓછી હીંસા થાય છે? આ વખતે કોણુ લાકડી લઇને ઉભો થાય છે! જ્યારે આવા આવા મહા જીવ હીંસાનાં કામ જતાં કરવામાં આવે છે તો પછી મુસલમાનો માટે પણુ ઉદાર મન રાખવાની શું જરૂર નથી? ગરીબ માણુસ ઉપર વ્યાજના થોકડા ચડાવી તેમના ઘરબાર હરાજ કરાવી તેમને રખડતા કરી તેમના ઉપર જુલમ ગુજારવામાં આવે છે તેને શાસ્ત્ર તો પાકી જીવ હીંસા ગણે છે અને આ જીવહીંસા તો ઉઘાડે છોગે રાત દહાડો ચાલુજ છે. જ્યારે આને માટે મોટું મન રાખવામાં આવે છે તો પછી મુસલમાન ભાઇઓ માટે પણુ રાખવું ઘટે છે જો મોટું મન થશે તોજ ભાઇચારો બંધાશે. અને એકસંપી કાયમ થશે.

હીંદુ અને મુસલમાન બંનેએ સમજવાની જરૂર છે, કારણુ કે બંને એક શરીરની બે આંખ છે અને એકજ ભુમીના પુત્ર છે; બંનેએ એકસંપીથી રહેવામાંજ ફાયદો છે. મુસલમાનો તરફથી હીંદુ ભાઇઓને હજારો રૂપીઆની વ્યાજની આવક છે અને મોજશોખની ચીજોનો પણુ ઘણે ભાગે મુસલમાનોજ ઉપયોગ કરે છે જેનો મોટો ફાળો હીંદુ વેપારીઓને મળે છે. મુસલમાન કોમથી હીંદુ ભાઇઓને આવા દેખીતા લાભ છે- જેનાથી લાભ મળતા હોય તેની તરફ ઉદારતા રાખવાની જરૂર છે. સ્વાર્થ કરતાં પરમાર્થને ખાતર ઉદારતા રાખવામાં આવે તો તે ઘણીજ ચડીઆતી છે કારણુકે એમાં નેક લાગણીનો વાસ છે. દેશના કામોમાં હીંદુઓને મુસલમાનો વગર ચાલવાનું નથી અને મુસલમાનોને હીંદુઓ વગર ચાલવાનું નથી. મુસલમાનો અહીં લગભગ

સાડી બારસો વરસથી આવ્યા છે અને ત્યારથી તેઓ હીંદુ ભાઇઓની સાથેજ છે. "હાંડલાં હોય તો ખખડે" એમ કે ઇ કોઇ વખત તેમના અને હીંદુ ભાઇઓના વચ્ચે બેદીલીનો અવાજ ઉભો થયો હશે પણ તેવો મામલો તો ઘણી વખત એકજ માના પેટે પેદા થયલા સગા ભાઇઓમાં પણ થાય છે. આ એક માત્ર સંજોગોને લઇને ઉભો થયલો અકસ્માતી મામલો હોય છે, જેનો ઇલાજ સહેલાઇથી થઇ શકે છે. "મન હોય તો માળવે જવાય" એ કહેવત પ્રમાણે જો મન ઠેકાણે રાખી આપણે એકસંપીથી રહેવા માગીએ તો શેતાનનું પણ કાંઇ ચાલી શકે નહી. આજ કાલ તો શેતાન ગરીબોમાં નહીં પણ મોટાઓમાં ઘુસેલો છે અને ત્યાં રહીનેજ બધો ફીસાદ જગાડે છે. મોટાઓ લડે છે અને ગરીબોને હેરાનગતીમાં નાખે છે, માટે ગરીબોએ સમજીને ચાલવાનું છે. મોટાઓ દેવાળાં કહાડે છે તો પણ મોટરોમાં બેસીને ફરે છે. અને દીલ્હીના ચોખા ખાય છે! મોત તો ગરીબોનુંજ છે! માટે ગરીબો, પછી ભલે તે હીંદુ હોય કે મુસલમાન, પણ તેમણે પોતાનો ભવીષ્યનો વીચાર કરીને ચાલવામાં ફાયદો છે. "લાંબા જોડે ટુંકો જાય, તો મરે નહીં તો માંદો થાય" એ કહેવત આ વખતમાં ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. જો એકસંપીથી નહીં રહીએ તો જરૂર તકલીફનો વખત આવ્યા વીના રહેવાનો નથી, કારણ કે "સંપ ત્યાંજ જંપ" છે.

વળી કેટલાક હીંદુ સુધારકો ગાયોનો સવાલ જ્યારે ત્યારે આગળ લાવીને મુકે છે. પોતે ઘર આગળ ગાય રાખતા નથી, અને મુસલમાનને તે વિષે જેમ તેમ બોલે છે પણ મુસલમાનો તેમને ગાયોનું પાલન કરતાં ક્યારે અટકાવે છે? જ્યારે હીંદુ ભાઇઓને કહેવામાં આવે છે કે તમો ઘેર ઘેર ગાયો

રાખો કે તમારૂં જોઇને બીજાઓ પણ તૈયાર થાય તો તેઓ કહે છે કે ગાય સારી વસ્તુ છે પણ હાલ તેને બાંધવા માટે અમારા ઘર આગળ જગા નથી, ઘાસ ચારાની ઘણી મોંઘવારીને લીધે તેનું પોષણ ભારે પડી જાય છે, વળી તેની સારવાર કરનાર અમારા ઘર આગળ કોઇ નથી વિગેરે અડચણો બતાવી પોતે છુટા થઇ જાય છે હીંદુ ભાઇઓ જેમની ઉપર ગાયનું પાલન કરવાની તથા તેની સેવા કરવાની ખાસ ફરજ છે તે પોતાની માતા માટે જ્યારે આવી નજીવી સંસારી અડચણો બતાવે અને તેને પોતાના ઘર આગળ બે હાથ જેટલી જગા આપવાની લાગણી ન બતાવે તો પછી બીજાઓ પણ પોતાની અડચણો રજુ કરે તો તેમને શું કહી શકાય ? ગાયના ભક્તોજ જ્યારે ગાયને જતી કરે તો પછી તે કસાઇખાને જાય એમાં વાંક કોનો ? જો હીંદુસ્તાનના તમામ હીંદુભાઇઓ જેમની સંખ્યા તેવીસ કરોડ જેટલી છે તે પોતાના ઘેર એકેક ગાય બાંધી લે તો બીજાઓના ભાગ એક પણ ગાય આવે નહીં. પણ ગાય માટે પડી છે કોને ? શેર બજારમાં કે ઘોડાની શરતના મેદાનમાં હજારો રૂપીઆ ખરચવામાં જરા પણ અડચણ આવે નહીં પણ એક ગાય જેને હીંદુભાઇઓ પોતાની પવિત્ર માતા માને છે તેને માટે અડચણ ! શું આ જમાનાની ખુબી નથી ? કોને કહેવા જઇએ ? ફક્ત દેખાવને ખાતર પાંચ પઇસા પાંજરાપોળના હોજામાં આપી દીધા એથી કાંઇ ગૌપાલન કર્યું કહેવાય નહી. ખરૂં ગૌપાલન તો ગાય ઘર આગળ રાખવાથીજ થાય છે. હીંદુભાઇઓ ગાયથી વિમુખ હોય તો પછી ગઉપાલન થાયજ શી રીતે ? આ છે જમાનાનો રંગ ! પણ તે ખાસ વિચાર કરીને ચાલવાની જરૂર છે. હીંદુભાઇઓ જ્યાં સુધી

ગઉપાલનમાં સારી રીતે આગળ વધી ઘેર ઘેર ગાય રાખવા તૈયાર નહી થાય ત્યાં સુધી ગઉપાલન થવું મુશ્કેલ છે. જ્યારે હીંદુ ભાઇઓ ઘેર ઘેર ગાયો રાખવા તૈયાર થશે તો મુસલમાન ભાઇઓ પણ આગળ આવશે અને મન માન્યું ગૌપાલન થશે. આને માટે ખાસ એકસંપીની જરૂર છે. જો એકસંપી નહીં હોય તો ખાલી વાતોથી કાંઇપણ વળવાનું નથી.

મુસલમાનોએ પણ સમજવું જોઇએ કે જો હીંદુ ભાઇઓ મુસલમાનો સાથે અદાવત રાખી જીહાદ—ધર્મ યુધ્ધ કરી તેમનાં ઘરબાર પડાવી તેમને હાંકી મુકવા માગતા નથી તેમની સાથે નેકીથી ચાલવા ઇસ્લામ ખાસ પરવાનગી આપે છે અને તેમની સાથે દોસ્તીનો હાથ લંબાવવા તથા પ્રસંગ ઉપર તેમને આશ્રય આપવા ભલામણ કરે છે. એટલે મુસલમાન ભાઇઓ તે પ્રમાણે કરે તો તેમાં કોઇ જાતનો વાંધો નથી. વળી હીંદુ ભાઇઓએ પણ સમજવું જોઇએ કે હીંસા કાંઇ એકલા મુસલમાનોજ કરતા નથી પણ દુનીઆની લગભગ તમામ પ્રજાઓ કરે છે. જેમાં હીંદુઓ પણ મોટે ભાગે આવી જાય છે. જો ફક્ત હીંસાને લીધેજ મુસલમાનોને બુરા ગણવામાં આવતા હોય તો તે માત્ર સમજફેરનું પરીણામ છે અને એ સમજની દુરસ્તી થઇ શકે છે આજે જ્યારે ઢેડભંગીઓ સાથે પ્રેમ અને માયા મોહબતથી વરતવાની ચારે તરફથી ભલામણો થાય છે તો પછી મુસલમાનો સાથે

ટુંકું મન રાખી શકાય નહીં કારણ કે તેથી ખુદા ભાગ્યેજ રાજી થાય. જીવદયાના સીધ્ધાંતનું પાલન કરનારા હીંદુભાઈઓ મુસલમાનો માટે ઉદારતાની લાગણી ન રાખે તો જીવદયાનો સીધ્ધાંત ભાગ્યેજ પળાઇ શકે. આવો ચોખો મામલો છે તો પછી બંને કોમના ભાઇઓએ મોટું મન રાખીને ચાલવાની ખાસ જરૂર છે. જ્યાં સુધી ઉદારતા નહીં હોય ત્યાં સુધી ખરી લાગણી પેદા થવાની નથી અને ખરી લાગણી પેદા નહીં થાય ત્યાં સુધી ખરી એકસંપી કાયમ થવાની નથી. જ્યારે દેશના ભલા માટે એક કોમને બીજી કોમ વગર ચાલવાનુંજ નથી તો પછી એકસંપી વગર શી રીતે ચાલી શકશે ? માટે બંને ભાઇઓ ઉંડો વીચાર કરી તઇયાર થાઓ અને મોટું મન રાખી એકસંપી જલદી કાયમ કરો કે દેશનું કલ્યાણ થાય.

તા. ૨૨-૧૧-૨૬ [સાંજ વર્તમાન.]



# દાવત સબંધી પીર મોટામીયાં સાહેબની ગુજરાતી કિતાબો.



તમામ લોકોને ઇસ્લામની અને તેમા થએલા મહાત્મા ઓની વાતોથી વાકેફ કરવા માંગરોલની ગાદીવાળા પીર મોટામીયાં સાહેબે બીજાં આગળ લખેલાં પુસ્તકો ઉપરાંત હાલ એક હારમાળાની બુકો બહાર પાડવાનું કામ શરૂ કરેલું છે જેની છ બુકો બહાર પડી ચુકી છે જે નીચે પ્રમાણે છે.

૧. ખ્વાજા ગરીબ નવાઝ (કી. ૦-૨-૦) ૨. રમઝાન શરીફનું ઉમદા ધોરણ [કી. ૦-૨-૦] ૩ ગરીબો અને માલ-દારોને સુલેહનો પયગામ (૦-૩-૦) ૪. શું ઈસ્લામ રાક્ષસી ધર્મ છે? (૦-૩-૦) ૫. પીર મોટામીયાં સાહેબનો હીંદુ મુસલમાનોને બોધ (૦-૧-૦) ૬. હીંદુ મુસલિમ એક સંપી કરો તો થઈ શકે. (૦-૨-૦) આ તમામ ચિશ્તીયા દાવત ગ્રંથમાળાના નામથી એક પછી એક બહાર પડી છે અને હજુ પણ તે કામ ચાલુ છે. ઉપલી કિતાબો નીચેના ઠેકાણે મળી શકશે.

સૈયદ ફેઝહુસેન મુનવ્વરઅલી
એડીટર—ઝુલ્ફિકાર
ઠો. હરીપુરા મુ. સુરત.
તથા
મુન્શી ગુલામખ્વાજા બુકસેલર
ઠો. મોટી વરીયાળ પાસે-સુરત.

## આત્મજ્ઞાનનું એક નમુનેદાર પુસ્ત

એકલસમારાવાળા પીર

## શાહ કાયમુદ્દીન ચીશ્તી

# નુરે રોશન.

શરેહ–ખુલાસા–અર્થ સાથે ગુજરાતીમાં બહાર પડી ચુકી છે. તસવ્વુફ–બ્રહ્મજ્ઞાનનો એક ભંડાર છે. હીંદુ મુસલિમ જોડાણની એક ઉમદા છે. ખુદાને ઓળખવાનું એક ઉમદા સાધન છે. તાલીમથી મુસલમાનોને વલીનો અને હીંદુ મહાત્માઓ દરજ્જો મળે છે. છસોને બત્રીસ પૃષ્ઠનું એક દળદાર પુસ્તક છે. ગ્લેઝ કાગળ, આકારવાળું પાકું પુઠું અને મોટા અક્ષરની છપાઇ છે. ચડતા પુંઠાવાળી નકલના રૂ. ૫) અને ઉતરતા પુંઠાવાળીના રૂ ૩) ત્રણ છે. ખરચ તેના વજન પ્રમાણે દસ આના જુદું.

ગણત્રીનીજ નકલો કહાડવામાં આવી

જેને જોઇએ તેણે નીચેને સરનામે લખવું.

મુ૦ સુરત. હરીપુરા. } લી૦ સૈયદ ફૈઝહુસેન મુનવ્વર<br>
એડિટર, ઝુલ્ફેકાર